# બારડોલીનાં ગીત

( ૧ )

અમે રોપ્યો સત્યાગ્રહ માંડવો રે,
નથી ભરવું સરકાર મહેસુલ. અમે૦

ચોર પોતે દંડે શાહુકારને રે,
એવા જુલ્મો સામે બધું ડુલ. અમે૦

નથી ગમતું કાયર થઇ જીવવું રે,
અમર મૃત્યુ શૂરાનું કબુલ. અમે૦

ડરી જાશે પ્રતિજ્ઞા તોડશે રે,
એના જીવતરમાં પડી ધૂળ. અમે૦

નહિ ચેતે સરકાર જો આ સમે રે,
એની સત્તાનાં ઉખડ્યાં મૂળ. અમે૦

( ૨ )

પરદેશી સુબા કીસનો વધારો ન્હોતો રે નાખવો,
કીસ વધારી ભારી કરી તેં ભૂલ રે. પરદેશી૦

તેં તો ખેડુતને માર્યા ઠોક રે,
અરજી સાથે આજીજી ગઇ ફોક રે. પરદેશી૦

ખેડુ વકર્યા ને પૂરા વિફર્યા,
ચમરબંધી તણુખલાને તોલ રે. પરદેશી૦

તેં તો માન્યું, કોઇ જન્મ્યો નથી
તારી સામે યુદ્ધ કરી લડનાર રે. પરદેશી૦
સામો આવ્યો સૂબો ગુજરાતનો,
શાન્તિને શસ્ત્રે તારી સામે લડનાર રે. પરદેશી૦
તેં તો માન્યું વફાદાર નોકરો
કાવાદાવાથી ભરી દેશે ભંડાર રે. પરદેશી૦
કેવા ખાધા વફાદાર નોકરે,
હડે હડે થઇ પામે છે ફિટકાર રે. પરદેશી૦
તેં તો માન્યું દગા ને કપટથી
અમલદારો લોકનો તોડશે સંપ રે. પરદેશી૦
કિલ્લો પાકો છે પ્રજાસંપનો,
કાંકરી એની એક ખસે નહિ આજ રે. પરદેશી૦
તેં તો નેતાને ધાંધલિયા કહ્યા,
અભિમાની થઇ સૂતા જગાડ્યા સિંહ રે. પરદેશી૦
તેં તો પરદેશી દેશીને કહ્યા,
પરદેશી, તું ભૂલી ગયો બધું ભાન રે. પરદેશી૦
ડગલે ડગલે તારો અન્યાય છે,
પંચ નીમ્યાની તારે હૈયે નથી હામ રે. પરદેશી૦
ત્રગણું દેવું થયું છે લોકને,
ફીસ વધારી હાઝયાને દીધા ડામ રે. પરદેશી૦
તેં તો માન્યું તારી મોહજાળથી
ફસાઇ જાશે લોકના થોકેથોક રે. પરદેશી૦
લોકો ભાગ્યા છે છેટા જાળથી,
ગુરુ મળ્યો છે જાળ તારી છેદનાર રે. પરદેશી૦
તેં તો માન્યું તારી બંદુકથી
થથરી જાશે લોકના થોકેથોક રે. પરદેશી૦
લોકો બીતા નથી બંદુકથી,
સંપ શાન્તિનાં એનાં છે હથિયાર રે. પરદેશી૦
તારો ધંધો પ્રજાને ચૂસવી,
હાડકાં માળો ભલે પ્રજા થઇ જાય રે. પરદેશી૦
પાપી ધંધો તારો નહિ ચાલશે,
ન્યાયી પ્રજાનો ઇશ્વર તારણહાર રે. પરદેશી૦

તું તો ભૂખ્યો ધરાયો ના કદી,
રાંકડી રૈયત તારો રૂડો ખોરાક રે. પરદેશી૦

બહાદૂર બની છે રૈયત રાંકડી,
ગુરુ મળ્યો છે ખૂટ્યો તારો ખોરાક રે. પરદેશી૦

જુઠું નભતું નથી સંસારમાં,
સત્યની સામે જુઠના ચૂરા થાય રે. પરદેશી૦

જુલ્મી પોતાના જુલ્મથી મૂઆ,
સતી સીતાએ રોળ્યું રાવણ-રાજ્ય રે. પરદેશી૦

બગડી બાજી બગાડીશ જો હજી,
બારડોલીમાં તારૂં રોળાશે રાજ્ય રે. પરદેશી૦

( ૩ )

ચાલો સહુએ રણમેદાન, બારડોલી સંતાન,
શૂરા સાથી જુસ્સાથી કરવા કાયા કુરબાન.

સરકારનો અન્યાય છે, અન્યાયને નહિ સાંખશું;
કાઢે ભલે ડોળા છતાં, અન્યાયને દફનાવશું. ચાલો૦

કરનો વધારે જુલ્મ છે, નહિ જુલ્મને તાબે થશું;
ડરતા નથી સરકારથી, ને જેલમાં પ્રેમે જાશું. ચાલો૦

લીધી પ્રતિજ્ઞા પાળશું, સરકાર-શસ્ત્રો તોડશું;
સત્યાગ્રહી સાચા બની, પ્રભુપંથને નહિ છોડશું. ચાલો૦

નેતા અમારા પૂજ્યને, સરકાર પરદેશી ગણે;
નહિ ચાલશે આવી તુમાખી, સત્યને સમરાંગણે. ચાલો૦

નિજ ટેક કાજે પ્રાણ ત્યાગે, એ પુરુષને માન છે;
જો ટેક ગઇ તો શું રહ્યું, એનું અમોને ભાન છે. ચાલો૦

ધમકી તણી પરવા નથી, છો ને કરી લે ખાલસા;
અપમાન પામી જીવવાની લેશ છે નહિ લાલસા. ચાલો૦

ઇશ્વર અમારી સાથમાં, ડંકો વિજયનો વાગશે;
બલિદાન બત્રીસા થશે ને દેશ આખો જાગશે. ચાલો૦

( ૪ )

જાગો જુવાનો જાગો કરવા માતૃભૂમિ ઉદ્ધાર,
જુલમો કીધા સરકારે, મહેસુલ વધાર્યું ભારે;
સત્યાગ્રહીઓ ના હારે, સમજી ઝૂકાવજો સંગ્રામ. જાગો૦
સરકારે શસ્ત્ર ચલાવ્યા, જપ્તી કરતાં ના ફાવ્યા,
અપકીર્તિ બહુ કમાયા. સમજી૦ જાગો૦
મર્યાદા સઘળી તોડી, ખાલસાની ગોળી છોડી,
કીધી પ્રતિષ્ઠા હોળી. સમજી૦ જાગો૦
કાચો પારો પચશે નહિ, જુલમોથી રાજ્ય ટકશે નહિ,
નહિ ચેતે તો નભશે નહિ. સમજી૦ જાગો૦
સમજો કર્તવ્ય તમારૂં, રણભૂમિ ક્ષેત્ર તમારૂં,
કેસરિયાં કરવા ટાણું. સમજી૦ જાગો૦
નિર્ભય થઇને સંચરશે, ભારત કાજે જે મરશે,
તેને જુગ જુગ કીર્તિ વરશે. સમજી૦ જાગો૦

( ૫ )

સત્યાગ્રહની સામે સત્તા થરથરી જાય છે રે. ટેક
તોપ બંદુકો કામ ન આવે, વિમાનનું તો જોર ન ફાવે,
સત્યાગ્રહીને જગત વધાવે ન્યાય છે રે. સત્યાગ્રહની૦
કાવાદાવા નિષ્ફળ થાશે, ધમકી લાલચ ફોકટ જાશે,
પાપી મરશે પાપે, ઋષિઓ ગાય છે રે. સત્યાગ્રહની૦
રૈયત લુંટી અન્ધા બનતા, ઈશ્વરને પણ જે નહિ નમતા,
પુણ્ય બધું પરવારી ઠેબા ખાય છે રે. સત્યાગ્રહની૦
જાલીમ માને રાજ્ય જમાયા, ડગમગવા લાગ્યા છે પાયા,
જાલીમ મરતાં જગમાં શાન્તિ થાય છે રે. સત્યાગ્રહની૦

( ૬ )

( એક વાર આવો રે ગાંધીજી ગુણીઅલ ગરવા—એ રાગ )
યજ્ઞ અમે માંડયો રે, જાલીમના જુલમો હરવા. યજ્ઞ૦
તાલુકો આખો તૈયાર આજે, સાચી કુરબાની કરવા. યજ્ઞ૦
તાલીમ આપી સરદારે પૂરી, પોતાના બળથી તરવા. યજ્ઞ૦
સંપીલાં શૂરાં નરનારી દેખી, લાગી નોકરશાહી ડરવા. યજ્ઞ૦
લીધી પ્રતિજ્ઞા પાળીશું પ્રેમે, ખાલસાની છે નહિ પરવા. યજ્ઞ૦
હોમાઇ જાશે લોકો હજારો, માતાનાં દુઃખડાં હરવા. યજ્ઞ૦

( ૭ )

સતનો માંડયો છે સંગ્રામ, પ્યારી માતૃભૂમિને કાજે;
કીધાં કેસરિયાં આ વાર, પ્યારી માતૃભૂમિને કાજે.
અમને મળ્યા શૂરા સરદાર, જેણે કમ્પાવી સરકાર,
લઢવા થયા અમે તૈયાર. પ્યારી૦
અમને થયું ખરેખર ભાન, દિલમાં ફેલાયું છે તાન,
કરશું કાયાને કુરબાન. પ્યારી૦
સાચો અમે કર્યો પડકાર, હઠશે પરદેશી સરકાર,
લઢશું સર્વે હારોહાર. પ્યારી૦
માથું ને ધડ જૂદાં થાય, તોપણ હઠશું નહિ તલભાર,
સત્યાગ્રહનું છે હથિયાર. પ્યારી૦
આખી પ્રજા બની છે એક, શિરને સાટે લીધી ટેક,
તાલુકાની સાચી નેક. પ્યારી૦

( ૮ )

ભાઇઓ ચાલો યુદ્ધના રૂડા સાથમાં રે લોલ.
વેદ ચારે મહાત્માજીના હાથમાં રે લોલ. ભાઇઓ૦
સરકારની નિંદા કરે નાતના રે લોલ,
વલ્લભભાઇએ બેસાડયા એક પાંતમાં રે લોલ. ભાઇઓ૦
ચોટ વાગી ટાળી તે કોઇની ના ટળે રે લોલ,
ચાહે કોટી ભુવન ભેગા કરે રે લોલ. ભાઇઓ૦
સરકાર બાવરી ફરે છે એના મદમાં રે લોલ,
રૈયત સમજી વલ્લભભાઇના પદમાં રે લોલ. ભાઇઓ૦
મંત્ર સુણાવ્યો રૈયતના કાનમાં રે લોલ,
મળ્યા વલ્લભભાઇ વાટે કહ્યું સાનમાં રે લોલ. ભાઇઓ૦
ગુરુપ્રતાપે વલ્લભભાઇ બોલિયા રે લોલ,
રૈયતના મનના મનોરથ પુરિયા રે લોલ. ભાઇઓ૦
વલ્લભભાઇનાં વેણુ તમે પાળજો રે લોલ,
એવી આ બહેનોની આશિષ છે રે લોલ. ભાઇઓ૦

( ૯ )

શૂરા જીતે સંગ્રામ માથા-મેલી
માથું આપે, નાક ન આપે એ શૂરાના કામ—માથા૦
લડવા ટાણે શૌર્ય બતાવે,
તુચ્છ ગણે ધનધામ. માથા૦
ટેક નિભાવે નામ ઉજાળે,
કાયા કરે કુરબાન. માથા૦
હઠવાનું તો નામ ન જાણે,
છાતીએ ઝીલે બાણુ. માથા૦
જુલમીના જુલમોને છેદે,
ન્યાય કાજે લડનાર. માથા૦
સત્યને કાજે મરનારાનું
મૃત્યુ અમર ગણાય. માથા૦

( ૧૦ )

હરિ આવો રે પ્રભુજી પધારો રે, અમારે હૈયે પૂરો હામ,
હૈયે પૂરો હામ, નિવારો કાયરતાનું નામ. હરિ૦
પરદેશીની જાલીમ સત્તા આજ કરે છે જોર,
બંદુક સાથે પોલીસ લાવી છૂટા મૂકયા દોર. હરિ૦
જમીદારો ભાન ભૂલીને જકડે મૂગાં ઢોર,
કેફ ચઢયો સત્તાનો પૂરો, કોણુ ઉતારે તોર. હરિ૦
વાડ ઠેકીને કાળી રાત્રે ઘૂસી જાય ઘરમાંહ્ય,
ભોળી બેનોને ધક્કા મારી ત્રાસ ફેલાવે અપાર. હરિ૦
ન્યાય તજી ને નીતિ તજી છે, ભૂલી ધર્મનું ભાન,
જાલીમ સત્તા ખેડુત કેરાં, ચૂસે હાડ ને ચામ. હરિ૦
ખેડુત પાસે ધીરજ શાન્તિ, દૈવી શક્તિ અપાર,
જાલીમ કેરી દાનવ શક્તિ ફાવે નહિ તલભાર. હરિ૦
બંદુક ફૂટે, તોપ વછૂટે, માથાં કપાઇ જાય,
લીધી પ્રતિજ્ઞા લેશ ન તૂટે, ખેડુતને પ્રભુ સ્હાય. હરિ૦

( ૧૧ )

( ધન્ય મારી ભારત ભૂમિ રે—એ રાગ )

ભારત માતાની લાડકી રે, તારાં શૂરાં છે લાખ સંતાન રે,
ધન્ય બારડોલી માતા રે.

સત્તા પરદેશી આંધળી ને, કરે જુલ્મો દિવસ ને રાત રે. ધન્ય૦
મહેસુલ વધાર્યું સામટું ને, લોકમતને મારી છે લાત રે. ધન્ય૦
ખોટા હિસાબ ખોટા આંકડા ને, બધી ખોટી સરકારની વાત રે. ધન્ય૦
સાચી વાતો ગણકારી નહિ ને, અભિમાની એની રીતભાત રે. ધન્ય૦
જામ્યો છે જંગ ખરા જોસથી ને, સમાધાની ગઇ છે ફોક રે. ધન્ય૦
સરકારે પોચા માનીઆ રે, બારડોલીના સઘળા લોક રે. ધન્ય૦
લોકોની નેક ટેક પારખી ને, બન્યા વલ્લભભાઇ સરદાર રે. ધન્ય૦
સાથે લાવ્યા છે બધા સાથીઓ ને કર્યો સરકારને પડકાર રે. ધન્ય૦
આજે ખેડુત નથી પાંગળા ને નથી નબળા નમાલા લેશ રે. ધન્ય૦
તારી માયાની જાળ તૂટી પડી ને લોક જાણે છે તારો વેશ રે. ધન્ય૦
બાણું છૂટયાં સરકારનાં રે, પહેલું છોડયું જમીનું બાણ રે. ધન્ય૦
જમીનું બાણ લેઇ હાથમાં ને, બધે દોડયા સરકારના દાસ રે. ધન્ય૦
જમીનાં બાણ મિથ્યા ગયાં ને, હવે છોડયાં તે ખાલસાનાં બાણ રે. ધન્ય૦
ખાલસાનાં બાણ થશે ખાલસા ને, પછી કેદનું ઉપાડશે બાણ રે. ધન્ય૦
તાલાવેલી છે જેલખાના તણી ને, લોક માને છે જેલને મહેલ રે. ધન્ય૦
હેઠા પડશે હાથ સત્તા તણા ને, એની પૂરી ઉઘડશે આંખ રે. ધન્ય૦
ડંકો વિજયનો વાગશે રે, બારડોલીનો ભારતમાંહ્ય રે. ધન્ય૦
લોકો પ્રતિજ્ઞા પાળશે રે, ભલે માથુ ને ધડ જુદાં થાય રે. ધન્ય૦
ભારત ભડવીર આવશે રે, બારડોલીને દેવા સાથ રે. ધન્ય૦
અમર તપો રે માત અમર તપો, તારા બેટાબેટીનું સાચ રે. ધન્ય૦
ઇશ્વર છે સાચના સાથમાં રે, નહિ આવે રે સાચને આંચ રે. ધન્ય૦
છેલ્લી ચેતવણી આટલી રે, પરદેશી સત્તાને આજ રે. ધન્ય૦
તારૂં ગુમાન તને મારશે ને તારૂં આખું રોળાશે રાજ્ય રે. ધન્ય૦

( ૧૨ )

આજે બારડોલીમાં શૂરાતન ઉભરાય છે રે,
નિર્ભયતાનું રાજ્ય થયું છે,
કાયરતાનું નામ ગયું છે,
કુરબાનીની તાલાવેલી થાય છે રે. આજે૦

ભોજનમાં શરાતન ભાવે,
શરાતનથી તૃષા મિટાવે,
રાત દિવસ શરાતનમાં વહી જાય છે રે. આજે૦
ગામ ગામડે હાકલ વાગે,
રણમેદાન મરણિયા માગે,
માતા કાજે મરવા સૌ તૈયાર છે રે. આજે૦
દુશ્મનની કંપે છે કાયા,
ફોગટ ગઇ છે સઘળી માયા,
રાજ્ય તણા ખોદાયા પાયા આજ છે રે. આજે૦

( ૧૩ )

બારડોલીનાં નરનાર રે, વલ્લભભાઇ તમને શીખવે,
ખેડુ અઠાસી હજાર રે, વલ્લભભાઇ તમને શીખવે.
ખેડુ તો જગનો તાત છે, ઉત્તમ ધંધો ને જાત છે, ખેડુ ખમશે નહિ લાત રે. વલ્લભ૦
ખેડુ પાપીનો કાળ છે, દુનિયાનો એ રખવાળ છે, ખેડુ ખમશે નહિ ગાળ રે. ”
ખેડુની દાનત નેક છે, શાન્તિ ને શુદ્ધ વિવેક છે, ખેડુ નહિ મેલે ટેક રે. ”
ખેડુને સત્ય સ્વમાન છે, સ્વાશ્રયનું પૂરૂં ભાન છે, ખેડુને ધાર્મિક જ્ઞાન રે. ”
ખેડુ લડવૈયો વીર છે, પ્રભુભક્તિ એનું તીર છે, ખેડુ દુનિયાનું હીર રે. ”
ખેડુને વ્હાલો ધર્મ છે, પુરુષાર્થ એનાં કર્મ છે, ખેડુ સમજે છે મર્મ રે. ”
ખેડુનો બેડો પાર છે, જાલીમની જગમાં હાર છે, ખેડુનો જયજયકાર રે. ”

( ૧૪ )

અમે લીધી પ્રતિજ્ઞા પાળશું રે,
ભલે કાયાના કટકા થાય. અમે૦
ભલે વરસે વરસાદ મહા જુલ્મનો રે,
ભલે તાલુકો ખાલસા થાય. અમે૦
નથી પાક્યા ભારતમાં રાક્ષસો રે,
ખાલસાની જમીન લેનાર. અમે૦
બારડોલીનું નામ નહીં બોળશું રે,
ભલે માથું ને ધડ જુદાં થાય. અમે૦
અમે કીધાં કેસરિયાં પ્રેમથી રે,
બારડોલીની રાખવા લાજ. અમે૦

( ૧૫ )

એ કોણુ છે જે શૂરો, સૌને બનાવ્યા શૂરા;
એ કોણુ છે મરણીયો, સૌને કીધા મરણીયા.
જેની નસેનસોમાં, શૂરવીરતાનું લોહી;
રેડી શકે પ્રજામાં, શૂરવીરતાનું લોહી.
જે માતૃભૂમિ કાજે, પોતે બને મરણીયો;
નિજ શક્તિથી બનાવે, લાખોજનો મરણીયા.
એ કોણુ શાન્તિવાળો, સૌને શિખવી શાન્તિ;
એ કોણુ ટેકવાળો, સૌને કીધા ટેકીલા.
જેની નસેનસોમાં, સત્યાગ્રહીની શાન્તિ;
પ્રજામાં, સત્યાગ્રહીની શાન્તિ.
નિજ ટેક કાજ મરવા, તૈયાર જે સદાયે;
નિજ ટેક કાજ મરવા, સૌને સદા શિખવે.
એ વીરપુત્ર વલ્લભ, વાણી વદે છે દુર્લભ;
એના પ્રતાપે આજે, બહાદૂર ખેડુ ગાજે.

( ૧૬ )

સત્યાગ્રહી ધ્વજ રોપીયો રે, બારડોલી પટેલ સરદાર રે,
જાગજો સત્યાગ્રહી રે.

સરકારે મહેસુલ વધારીયું રે,
પ્રજામતને લગાવી ઠેસ રે. જાગજો૦
ખાતેદારોને મોટી મેડીઓ ને
વળી ગાદી સવારી માંહ્ય રે. જાગજો૦
અમલદારોની આંખ ફાટી ગઇ ને
કહે ખેડુ છે માતેલ સાંઢ રે. જાગજો૦
રાનીપરજનો રાબડો ને
એના અર્ધા ઉઘાડા અંગ રે. જાગજો૦
કામ મહેનત બાર મહિના કરે,
તોય રાબડો પેદા થાય રે. જાગજો૦
અર્ધે પેટે સુવે બાલુડાં ને
માત પિતા રૂવે ચોધાર રે. જાગજો૦
દોઢુ મહેસુલ એનું વધારીયું,
દયા નહિ એને તલભાર રે. જાગજો૦

( ૧૭ )

ડંકો વાગ્યો દેશમાં, હવે જાગોને, સત્યાગ્રહની પડી હાક રે. હવે જાગોને.
જૂઠા પાડ્યા ખેડુને, હવે જાગો, સરકાર કરે અપમાન રે. હવે જાગોને.
લબાડ આપણને કહ્યા, હવે જાગોને, સરકારે કાપ્યું નાક રે. હવે જાગોને.
નબળા આપણને ગણ્યા, હવે જાગોને, સરકારે દંડયા લાખ રે. હવે જાગોને.
શુદ્ધ પ્રતિજ્ઞા પાળજો રે, હવે જાગોને, વડવાની વધશે લાજ રે. હવે જાગોને.
એક અવાજે બોલજો; હવે જાગોને, મહેસુલ ભરવાનું હરામ રે. હવે જાગોને.

( ૧૮ )

વીર જાગો, વીર જાગો,
વીર જાગો, બારડોલી વીર જાગો.

મંત્ર આપ્યો શાન્તિનો સરદારે,
તોપ ગોળા બંદુક બધા હારે. વીર૦
સંપ રાખો કીધું છે સરદારે,
પ્રજા શક્તિ વધી જાય ભારે. વીર૦
જુલ્મ સામે લડયાતા અકાલી,
એની કીર્તિ દશે દીશ જામી. વીર૦
જુલ્મ સામે ખેડાં લોક ઝુઝયા,
અમલદારો સરકારી બધા ધ્રુજ્યા. વીર૦

( ૧૯ )

જાગો જાગો બહાદુર નર નારીઓ રે,
પ્રભુ પન્થે સુધારો કોમ રે. જાગો૦
પરદેશી વસ્ત્રો તમે છોડજો રે,
પહેરજો ખાદીનાં વસ્ત્ર રે. જાગો૦
પાયમાલી વિદેશી વસ્ત્રથી રે,
આબાદી ખાદીથી થાય રે. જાગો૦
દારૂતાડીનો સંગ છોડજો રે,
દારૂતાડી પીએ હેવાન રે. જાગો૦
શોખ છોડીને સાદાઈ શીખજો રે,
દેશપ્રીતિ વધારજો અંગ રે. જાગો૦

નહિ દેવું કરો શાહુકારનું રે,
કરો સાધુપુરુષનો સંગ રે. જાગો૦
સત્યવાણી સદા તમે બોલજો રે,
સૌ સાથે વધારજો સંપ રે. જાગો૦

( ૨૦ )

જાગો જાગો ભારતની દેવીઓ રે, યુદ્ધ જામ્યું સરકારની સાથ રે. જાગો૦
તજી નીતિ ને ન્યાયના માર્ગને રે, સરકારે વધારી ફીસ રે. જાગો૦
નથી ખેતરમાં પુરૂં પાકતું રે, મહાદુઃખે ગુજારો થાય રે. જાગો૦
નથી સરકારને પ્રજાની લાગણી રે, પ્રજા ચુસી લેવા ફીસ રે. જાગો૦
કહે સરકાર લોકો બ્હી જશે રે, નહિ ટકશે લોકોનો સંપ રે. જાગો૦
આંખ ઉઘાડવા સરકારની રે, આપણો છે બેનોનો ધર્મ રે. જાગો૦
પુરૂષોની સાથે સંગ્રામમાં રે, ઝુઝવું છે દીવસને રાત રે. જાગો૦
ફીસ ભરવી નથી એ ટેક છે રે, પ્રાણ જાશે, જાશે નહિ ટેક રે. જાગો૦

( ૨૧ )

( બોલ મા, બોલ મા, બોલ મા રે—એ રાગ )

જાગજો, જાગજો, જાગજો રે,
મહાત્માજી જગાડે જાગજો.
દારૂ ને તાડી નિતિ ભૂલાવે,
દારૂતાડીથી ભાગજો રે. મહાત્માજી૦
દારૂ ને તાડી પૈસો લૂંટાવે,
મીદાથી દૂરદૂર નાસજો રે. મહાત્માજી૦
જુઠાં ઘરેણાં રોગો વધારે,
જુઠા ઘરેણાં ત્યાગજો રે. મહાત્માજી૦
દેવું કરે ને ખેતર ગુમાવે,
દેવું ન પાઇનું રાખજો રે. મહાત્માજી૦
ગંદા રહે તે રોગી બને છે,
ઘરમાંથી ગંદકી કાઢજો રે. મહાત્માજી૦
પરદેશી ચીજો ઘરમાં ન ઘાલો,
સ્વદેશી ચીજ બધી વાપરો રે. મહાત્માજી૦
શાળ અને રેંટીઓ ઘરમાં વસાવો,
બાપુ ગાંધીના બોલ પાળજો રે. મહાત્માજી૦

( ૨૨ )

( નહિ નમશે, નહિ નમશે, નિશાન ભૂમિ ભારતનું —એ રાગ )

નહિ ભરશું નહિ ભરશું, સરકાર મહેસુલ નહિ ભરશું
મહેસુલ વધારો છે ખોટો, એમાં અમલદારોનો છે ગોટો.
પડચો વાંધો અમારે એ મોટો, સરકાર મહેસુલ નહિ ભરશું.
ભલે આવે દંડ તણો સોટો, ભલે વર્તે કેર એથી મોટો.
રે રામ રખો સૌથી મોટો, સરકાર મહેસુલ નહિ ભરશું.

( ૨૩ )

( ગઝલ )

અમારી આ લડત માંહે, નિડરતા મુખ્ય વસ્તુ છે,
અમારી આ લડત માંહે, અહિંસા ખાસ વસ્તુ છે. ૧
અમલદારો બની જુલ્મી, ભલેને જપ્તીઓ કરતા,
અમલદારો પ્રજાદ્રોહી, ભલેને ખાલસા કરતા. ૨
અમલદારો ફસાવે તો, કહી દ્યો કે ફસાશું નહિ,
અમલદારો ડરાવે તો, કહી દ્યો કે ડરીશું નહિ. ૩
નહિ નમવું નહિ ડગવું, પ્રતિજ્ઞા પાળવી સારી,
નહિ હઠવું નહિ ડરવું, પ્રતિજ્ઞા પાળવી પ્યારી. ૪

( ૨૪ )

નહિ હઠશે, નહિ હઠશે, બહાદૂર પાછા નહિ હઠશે.
લડશે લડશે સમરાંગણમાં છોને જમીન જાય. બહાદૂર૦
લડશે લડશે સમરાંગણમાં છોને માથાં જાય. બહાદૂર૦
કુરબાની કરતાં નહિ થાકે ઘૂમે રણમેદાન. બહાદૂર૦
જુલ્મ ઘંટીમાં છોને પીસે સેતાની સરકાર. બહાદૂર૦
જુલમોથી રોળાયા જગમાં લાખો જુલમી રાજ. બહાદૂર૦
બારડોલીના સત્યાગ્રહીઓ નમાવશે સરકાર. બહાદૂર૦

( ૨૫ )

તું સાંભળ મારી વાત રે અન્યાયી રાજા.
ઘડુલો ભરાયો પાપનો અન્યાયી રાજા.
દુર્યોધન જેવા રાજા, ક્યાં ગઇ તેમની માજા,
અન્તે ગયો નર્ક કુંડમાં. અન્યાયી૦
ક્યાં રાવણ જેવા રાજા, ક્યાં દેવ બંધુજન ઝાઝા.

અન્તે છેદાયાં શીશ રે. અન્યાયી૦
સૃષ્ટિમાં જે છે સારા, કર વિષે કર્યો અન્યાય,
રૈયતનાં લુટયાં ઢોર રે. અન્યાયી૦
પઠાણુ નામે લાગ્યા, મુંબાઇ મવાલી આવ્યા,
ગાડાના બળદ બનાવ્યા. અન્યાયી૦
અમલદાર ન ફાવ્યા, વાડા કુદી પગ ભાગ્યા,
કાયદા ઉંધા ચલાવ્યા. અન્યાયી૦
ખાડીમાં નગન નહાતા, બેનોની ચિકીત્સા કરતા,
બેપરવા ધંધો કરતા. અન્યાયી૦
ખેડુ ભાઇને લબાડ ગણ્યા, વલ્લભભાઇ વ્હારે ધાયા,
વણુકામ પકડયા દે જેલ રે. અન્યાયી૦

( ૨૬ )

( ફીસનો વધારો નહોતો રે નાખવો. એ રાગ )

જમીવાળાનાં ટોળાં ઉતર્યાં, ઉતરીયાં કંઇ બારડોલી મોઝાર રે.
સરકારી શરા (?) જમીવાળાનાં ટોળાં ઉતર્યાં.

બપોરે રાતે બની બેબાકળા, ભેંસને ઝાલો ભેંસ ન ભાગી જાય રે. સરકારી૦
થોડું ઉંઘે લવારી આદરે, દોડો પઠાણો પોલીસ દોડો આમ રે. સરકારી૦
વ્હેલો ઉઠી પ્રભુને ના ભજે, મિત્રોની સાથે ભેંસને ઝાલવા જાય રે. સરકારી૦
શરા મિત્રો પઠાણો સાથમાં, ચોરડાકુના ધંધામાં હુશિયાર રે. સરકારી૦
કોની ભેંસોને કયા ગામની, પૂછવાની તો લેશ નથી દરકાર રે. સરકારી૦
ભેંસો ભેટે કદાપી ભાવથી, ગોથાં મારીને પાકી કરે ઓળખાણ રે. સરકારી૦
ડંડા મારે ધડાધડ જોરથી, ભેંસ બિચારી પાડે બરાડા હજાર રે. સરકારી૦
થોડા દહાડા બરાડે દુઃખમાં, ભેંસનો આત્મા ઇશ્વર પાસે જાય રે. સરકારી૦
જેનાં દૂધો પીધાં ઉમંગથી, કસાઇ વાડે તેને વેચે છે આજ રે. સરકારી૦
ઘેરા ઘાલે ખેડુના બારણે, આગળ પાછળ પોલીસને પઠાણ રે. સરકારી૦
પૂરે ખેડુને પાકી કેદમાં, શૌચ જવાની છૂટ નથી લગાર રે. સરકારી૦
વાડો કૂદે ને તોડે બારણાં, બાવડું ઝાલી બેનોને કાઢે બહાર રે. સરકારી૦
રઝળે વસ્ત્રો તજીને કેફમાં, પાપી પઠાણો પામે આદરમાન રે. સરકારી૦
જેના લીધા વધાવા લગનમાં, તેને ફસાવા લાખ કરે ઉપાય રે. સરકારી૦
હોદ્દો ઉંચો મળે એ હેતુથી, દુષ્ટ બનીને પાપી કરે છે કામ રે. સરકારી૦
બગડી બાજી સુધારી જો નહિ, કુળ આખાને મેસનો ચાંલ્લો થાય રે. સરકારી૦

( ૨૭ )

જે દુઃખ પડે તે પડવા દેજો રે, નહિ મહેસુલ ભરતાં;
મસ્તક જાય તો જાવા દેજો રે, નહિ મહેસુલ ભરતાં.
પીંડ પડે તો પડવા દેજો,
જીવ જાય તો જાજો રે. નહિ૦
ઉંચે બાંધીને નીચે અગ્નિ પ્રજાળે,
માર મુશળના ખાજો રે. નહિ૦
લોક નિંદે તો નિંદવા દેજો,
રાજા દંડે તો દંડાજો રે. નહિ૦
નરનારીને દાસ વલ્લભ કહે છે,
લીધી પ્રતિજ્ઞા પાળજો રે. નહિ૦

( ૨૮ )

( અમે લીધી પ્રતિજ્ઞા પાળશું રે —એ રાગ )

અમે ડરતા નથી સરકારથી રે,
સદા ભજીએ ભલા ભગવાન. અમે૦
બીક રાખે મનુષ્યો બાયલા રે,
અમે બહાદુર ને બળવાન. અમે૦
બીક રાખે હરામી આળશુ રે,
હાથ પગમાં અમારૂ તાન. અમે૦
માર ખાશું નહિ અમે કોઇનો રે,
નહિ વેઠી લેશું અપમાન. અમે૦
છેતરાશું નહિ અમે કોઇથી રે,
રૂડી વિદ્યાથી આવશે ભાન. અમે૦
બાપુ ગાંધીના બોલ અમે પાળશું રે,
નહિ રહેવું હવે હેવાન. અમે૦

( ૨૯ )

( એક વાર આવો રે ગાંધીજી —એ રાગ )

યજ્ઞ અમે માંડયો રે, તનમનની શુદ્ધી કરવા,
ખાદી ને રેંટીયો ઘરમાં વસાવ્યાં;
દુઃખોનો દરીયો તરવા. યજ્ઞ૦

દારૂ તાડી ને દફનાવી દીધાં,
કોઠીમાં જાર રૂડી ભરવા. યજ્ઞ૦

ખોટાં ઘરેણાં ખાડામાં ફેંક્યાં,
ચેપી રોગોથી ઉગરવા. યજ્ઞ૦

સાદા જીવનની લીધી પ્રતિજ્ઞા,
સંતોના પંથમાં ભળવા. યજ્ઞ૦

ગાંધીનાં પ્રેમબાણ હૈયામાં વાગ્યાં,
જાત હોમી દેશ સેવા કરવા. યજ્ઞ૦

( ૩૦ )

છાતીએ છાતીએ છાતીએ રે, બાણ વાગ્યાં સરકારનાં છાતીએ.

અપમાનનાં બાણ સાંખ્યાં ન જાયે,
લોઢાનાં હોય તો સાંખીએ રે—બાણ૦

વલ્લભભાઈને પરદેશી કીધા,
વાગ્યું છે બાણ એ છાતીએ રે—બાણ૦

આગેવાનોને ધાંધલીઆ કીધા,
વાગ્યું છે બાણ એ છાતીએ રે—બાણ૦

એકુ બધાને લબાડ કીધા,
વાગ્યું છે બાણ એ છાતીએ રે—બાણ૦

ભક્ષક કરે છે રક્ષકનો દાવો,
વાગ્યું છે બાણ એ છાતીએ રે—બાણ૦

અપમાનનાં બાણ સાંખ્યાં ન જાયે,
લોઢાનાં હોય તો સાંખીએ રે—બાણ૦

( ૩૧ )

સાચ શીખી લેજે હો જીવડા,
જુઠ તજી દેજે હો જીવડા.

સાચ પ્રીતી જામે તો સુખ ખરૂં પામે હો જીવડા,
દારૂ તાડી ભૂંડા હો જીવડા;
પાપ તણા કુંડા હો જીવડા.

દારૂ તાડી છોડો ને બેડીઓ તોડો હો જીવડા,
ઘરેણાં છે ગંદાં હો જીવડા;
છતી આંખે અંધા હો જીવડા.

ઘરેણાંને કાઢો ને રોગને હઠાવો હો જીવડા,
વીર બનીને ચાલો હો જીવડા;
બીક બધી બાળો હો જીવડા.

ધર્મ રૂડો પાળો ને કોમને ઉજાળો હો જીવડા,
ખર્ચ ખોટા ટાળો હો જીવડા;
સાદુ જીવન ગાળો હો જીવડા.

જાત સુધારો ને કોમ બધી તારો હો જીવડા,
ગાંધીએ જગાડ્યા હો જીવડા;
માનવી બનાવ્યા હો જીવડા.

ખાદી બાણુ માર્યાં ને લોક બધા તાર્યા હો જીવડા.

( ૩૨ )

( શૂરા જીતે સંગ્રામ માથા મેલી —રાગ )

લોહી ચૂસે દિનરાત દારૂ તાડી લોહી ચૂસે દિનરાત.
ભ્રષ્ટ કરે છે સઘળી નિતિ,
અધમ બનાવે જાત. દારૂતાડી૦
ભાન ભુલાવે માર મરાવે,
તોડી પડાવે દાંત. દારૂતાડી૦
કેફ ચડાવે ને ભટકાવે,
ખવરાવે છે લાત. દારૂતાડી૦
નાણું લૂંટાવે દેવું કરાવે,
દારૂડીઆની જમાત. દારૂતાડી૦
ખેતર વાડી સર્વ વેચાવે,
ગંદી શીખાવે વાત. દારૂતાડી૦
બાપુ ગાંધીજી શિક્ષણ આપે,
દારૂ તજીદો ભાત. દારૂતાડી૦

( ૩૩ )

( શૂરા જીતે સંગ્રામ, માથા મેલી—એ રાગ )

તન મન ધન કુરબાન, માતા કાજે. તન મન૦
સમજીને સંગ્રામ કર્યો છે, ઈશ્વરનું ધરી ધ્યાન. માતા૦
જેલ જવાથી થાય કસોટી, રગરગમાં રહે તાન. માતા૦
ગામગામ ને ઘરઘરમાંથી, જેલો ભરે જુવાન. માતા૦
લક્ષ્મી કાજે યુદ્ધ નથી આ, સાચવવું છે સ્વમાન. માતા૦
જુલ્મોથી ડરવાનું છોડ્યું, પીધું નિર્ભય પાન. માતા૦
બત્રીશાના ભોગ ધરીશું, હૈયે પુરી હામ. માતા૦

( ૩૪ )

તમે કહેશો અમો જેવા સિતમ કરનાર લઇ આવો,
અમે કહેશું અમો જેવા સિતમ સહેનાર લઇ આવો,

કહે છે જગત આખું કે હવે તો હદ થઇ ગઇ છે,
હજી જો હોય બાકી તો ભલે હથીયાર લઇ આવો.

પીસ્તોલો ભરી બહુએ સહુ ફરનાર જોયા છે,
માથું હાથમાં લઇ કોઇ તો ફરનાર લઇ આવો.

તમારી આ દવાથી તો દર્દ સામું વધી જાશે,
નવું છે દર્દ આ તેનો નવો ઉપચાર લઇ આવો.

નહીં તો જખમપર કાયદા થઇને છાંટવા માટે,
નીમક મુઠ્ઠીઓ પહેલાં ભરી બે ચાર લઇ આવો.

ભલે ગુજરાત ગાંડી છે અને ડાહ્યા તમે છો તો,
વલ્લભભાઇ જેવો એક તો સરદાર લઇ આવો.

વળી આ બારડોલીના સહનશીલતા ધરી સાથે,
મરી જયકાર કરનારા વિરલ નરનાર લઇ આવો.

( ૩૫ )

કર્મભૂમિ પૂજવાને જઇએ રે, હો બ્હેનીઓ!
કર્મભૂમિ પૂજવાને જઇએ.

શંખનાદ જોરથી ફુંકાય છે, હો બ્હેનીઓ!
કર્મભૂમિ પૂજવાને જઇએ.

જુલ્મની લગામ સામે ધૈર્યથી ઝઝૂમતા,
વીર એ ખેડુતને વધાવીએ, હો બ્હેનીઓ !
કર્મભૂમિ પૂજવાને જઇએ.

સત્ય ટેક પાળવા રણે ચઢી ઉભા રહ્યા,
નિરખીને ત્યાગ ધન્ય થઇએ રે, હો બ્હેનીઓ !
કર્મભૂમિ પૂજવાને જઇએ.

શૌર્ય ને ઉદારતાની ભાવભોળી મૂર્તિ શી,
નારીઓને નેહે નમન કરીએ રે, હો બ્હેનીઓ !
કર્મભૂમિ પૂજવાને જઇએ.

લોભ, બ્હીક, મૃત્યુને જરીય ના પિછાનતી,
પુણ્યભૂમિને સહુ પ્રણામીએ, હો બ્હેનીઓ !
કર્મભૂમિ પૂજવાને જઇએ.

( ૩૬ )

( મેંદી તે વાવી માળવે ને એનો રંગ ગીયો ગુજરાત રે—એ રાગ )

ભોળાં ભલાં ભાઇબ્હેનો ઘૂમે કાંઇ બારડોલીને આંગણે;
યુદ્ધનો રંગ જામ્યો રે.

શાન્તિ તણાં કાંઇ કવચ ધર્યાં ને સાચનાં ધર્યાં હથિયાર રે;
યુદ્ધનો રંગ જામ્યો રે.

અરજી કરી, બહુ વિનતિ કરી, પણ કો'યે ન દીધી દાદ રે;
યુદ્ધનો રંગ જામ્યો રે.

બ્રીટિશ રાજનો ઝૂંડો ઉડે ને ન્યાયનું ભૂલાયું નામ રે;
યુદ્ધનો રંગ જામ્યો રે.

વાલી થઇને કૂડું કીધું એણે રંજાડવાનું કામ રે;
યુદ્ધનો રંગ જામ્યો રે.

લુંટયાં ઘરો, લુંટયાં ખેતરાં ને લુંટયાં વહાલાં ઢોર રે;
યુદ્ધનો રંગ જામ્યો રે.

કસાઇવાડે ગાયો ચઢી ને લોહીની વહે છે નીક રે;
યુદ્ધનો રંગ જામ્યો રે.

રાતે મધરાતે નિશાચરોએ બ્હેનોને દીધો ત્રાસ રે;
યુદ્ધનો રંગ જામ્યો રે.

અડગ બની સૌ વીરો ઉભા ને બ્હેનોએ કીધો સાથ રે;
યુદ્ધનો રંગ જામ્યો રે.

વણુવાંકે કાંઇ જેલો ચઢયા ને બ્હેનોએ દીધી વિદાય રે;
યુદ્ધનો રંગ જામ્યો રે.

નિરખે પશુ, પંખી, ઝાડવાં ને નિરખે ઉંચું આકાશ રે;
યુદ્ધનો રંગ જામ્યો રે.

નિરખે છે જગના લોક ને કાંઇ નિરખે સ્વર્ગના દેવ રે;
યુદ્ધનો રંગ જામ્યો રે.

ધન્ય બારડોલી, ધન્ય છે, કાંઇ રાખ્યું ગુજરાતનું નામ રે;
યુદ્ધનો રંગ જામ્યો રે.

વિજય હજો, સહુ અચળ હજો ને યુદ્ધનો રહેજો રંગ રે;
યુદ્ધનો રંગ જામ્યો રે.

( ૩૭ )

( અયિ માતૃભૂમિ તેરે—એ રાહ. )

હિંદ યુદ્ધ ઘંટ વાગ્યો, સંગ્રામ બારડોલી !
જગ શંખનાદ ગાજ્યો, બહાદુર બારડોલી !
ચાલ્યા રણે શૂરાઓ, સરકાર જૂલ્મ સામે !
નીતિયુદ્ધ આદર્યું તેં, રણશૂર બારડોલી !
તું યુદ્ધની રસીલી, તું ત્યાગની ભરેલી !
સ્વાતંત્ર્યને વરેલી, મશહૂર બારડોલી !
તુજ ઐક્ય મુગ્ધ કરતું, ભૂમિહિંદ છેક આજે !
તક છે મળી અમોલી, શૂરવીર બારડોલી !
તોપો મશીનગનોથી, સરકાર સજ્જ ભારે !
કરતી ન પાછી પાની, બહાદુર બારડોલી !
છોને કરે જમીન એ, આજેજ ખાલસા તે !
કે તોપથી ઉડાવે, ડગતી ન બારડોલી !
ફત્તેહ તૂજ સાથે, છે નાક જન્મભૂમિ !
વિજયી પૂરી બની થા, અમર બારડોલી !

( ૩૮ )

કોલ દીધો વલ્લભને પ્રેમથી રે,
ભલે દોલત ને દેહ ખપી જાય. કોલ૦
કોણ કહે છે દબાણે અમે બેસીયા રે,
કહેનારા છે બાયલા ગુલામ. કોલ૦
પાઈ એકે નથી હાલ આપવી રે,
પંચ નીમ્યે ભરવી છે તમામ. કોલ૦
નહિ ડરશું પોલીસ કે પઠાણથી રે,
જેલ ભરશું ખેડુતો તમામ. કોલ૦
એક પાકયો નબીરો ખાનદાનનો રે,
રંગે કાળો ને કાળાં કરે કામ. કોલ૦
વ્હાલા થાશે સરકારના જે આ સમે રે
રૂઠે ઈશ્વિર ને ચાંદ રહી જાય. કોલ
પ્રતિજ્ઞા કાજે મરીશું ઘણી હોંસથી રે,
બની કાયર ને જીવવું નકામ. કોલ૦
શીર સાટે હિંમત નહિ હારશું રે,
બારડોલીનું રાખશું નામ. કોલ૦

( ૩૯ )

[ બારડોલીના સમરાંગણમાં અહોરાત્ર સરકાર પક્ષે ઘૂમતા શ્રીમાન અલમૌલા અને તેમના તેટલાજ ભડવીર સાગરીતોને નીચેના પ્રતિકાવ્યની લ્હાણી કરતાં કોને હર્ષ નહિ થાય ? ]

તમે લીધી પ્રતિજ્ઞા તોડશું રે,
ભલે માથાં ને હેંટ એક થાય. તમે૦
નથી જોતા દિવસ ને રાતડી રે,
નથી નયણામાં આવતી નિંદ. તમે૦
પેલા વલ્લભ સહુને ભોળવે રે,
અમારા કાળજાના કટકા થાય. તમે૦
અમે લાવ્યા પઠાણ કેરા કાફલા રે,
ખાદી ટોપીવાળાથી શું થાય ? તમે૦
તમે પાડો પોકો ને કરો ભાષણો રે,
અમે ડગશું નહિ તલભાર. તમે૦

તમે સત્યના શહીદ થઇ ઘૂમતા રે,
અમે સત્તાની ફેરવીશું હાક. તમે૦
પઠાણ જાતાં તૂટ્યાં અમારાં બાવડાં રે,
આવે પોલીસના શોક સડેડાટ. તમે૦
અમે ગારડા-મનાજી ઉપજાવશું રે,
અમે વાળીશું દુશ્મનોનો દાટ. તમે૦
અમે માર્યાં ફાંફાં બહુ જોરમાં રે,
પણ મ્હેસુલ હજી ના ભરાય. તમે૦
ઓ શેઠો! સરદારો! કોઇ આવજો રે,
ઉતારી ટોપાને લાગીશું પાય. તમે૦
આવો! આવો! કલેક્ટર નોતરે રે!
શીળી રહેશે કમીશ્નરની છાંય. તમે૦
કોઇ લેજો-જમીનો અમે આપશું રે!
રૂડાં ખેતરો પાણીને મૂલે જાય. તમે૦
તમે વંઠ્યા ને નાક અમ કાપીયાં રે,
હાય હાય! એ જોયું કયમ જાય? તમે૦

( ૪૦ )

( બેનીબાની આંખડી નિંદરભરી—એ રાગ )

ધન્ય બારડોલી રે ધન્ય બારડોલી,
તારા તપના પ્રતાપે સરકાર ડોલી,
અમલદારોને અહીં નોટીસો મળી છે,
ઇંગ્લાંડ જઇને તમો કરો નોકરી. તારા૦
સરદાર, સરકારને પોકારી કહે છે,
ન્યાય આપો નહિ તો લ્યો વિદાયગીરી. તારા૦
શાને જમીન તમે ખાલસા કરો છો?
ચોરી કરીને પાછી શીરજોરી. તારા૦
ચોરો થઇ આવ્યા બારડોલીને લૂંટવા,
ચેત અન્યાયી સરકાર કહું છું ફરી. તારા૦
ભેદનીતિના દિન હવે ચાલ્યા ગયા,
ગુરુ પાકો મળ્યો છે માટે માનો જરી. તારા૦
સમજી સમાધાની કરશો હજી પણ,

લાજ રહેશે, નહિ તો ફજેતી ખરી. તારા૦
સત્યાગ્રહીઓ સહુ સાચથી લડે છે,
સરકાર પ્રપંચ ને પાખંડે ભરી. તારા૦
પહોંચ્યો પરોપકાર, લોકો ધરાયા,
સહુ થાકયા સાહેબને સલામો ભરી. તારા૦
અંતે વિજય ડંકો સત્યનો વાગશે,
જુઠા, જુલમીનો નીશો જશે જ ઉતરી. તારા૦
બારડોલીએ આજે રંગ રાખ્યો છે.
રાખજો એ રંગ અચળ યાચું હરિ. તારા૦
વિનવી વિવેકથી હું વિનતિ કરૂં છું,
વીરા ભૂલ સુધારીને ફરી વાંચજો જરી. તારા૦

( ૪૧ )

ઇતિહાસ નોંધ લેશે, ભાવિ પ્રજાએ જોશે.
મહેસુલ વધારી દીધું, વગર વિચાર્યું કીધું.
નિષ્પક્ષ પંચ માગી, વધારે પડતી લાગી.
સરકાર નહિ ગાંઠી, પ્રજા પીડિત રૂઠી.
મહેસુલ અમે ન ભરીએ, સત્યાગ્રહ સૌ આદરીએ.
લોકે પ્રતિજ્ઞા લીધી, સરદારી વલ્લભ દીધી.
સરકાર શેર રૂઠયો, ઝાલિમ જપ્તી મુકયો.
ઘરબાર ખાલી કીધાં, ઢોરઢાંખર લઇ લીધાં.
શાન્તિ અખંડ રાખી, સરકાર દોર સાંખી.
સત્યાગ્રહ શસ્ત્ર સાચું, સરકાર જોર કાચું.
વળ્યું ન કૈં ત્યારે, પઠાણ લીધા વ્હારે.
ત્રાસ વર્ત્યો; લોક સે'છે, પઠાણ પાડ લે છે.
સરકાર શા વખાણે! લોકો ન જોયા જાણે!
કર્યા ન કાયદા પળાવો, જુઠાણાં ધુમ ચલાવો.
'ધિક ધિક', સૌ ઉચારે, ચસશું ન કે' લગારે.
સરકાર આમ ઝુઝે, લોકોના વ્રણ ન રૂઝે.
પહેલી પ્રજાની પ્રીતિ, રાજકાજની એ રીતિ.
હિંદ 'હાય' કરી હુકયો, જ્વાળામુખી ભભૂકયો.
ચઢજે પ્રભુ તું વ્હારે, (કે) બારડોલી યશ આરે.

( ૪૨ )

સમય નથી હવે સૂઇ રહેવાનો, ખેડુતો સૌ જાગો રે;
દુઃખ દરિયામાં ડૂબી રહ્યા છો, મોહનિદ્રાને ત્યાગો રે.
રાજ્યતણા જે સ્તંભ હતા તે કિંકર થઇને બેઠા રે;
સુખ દુઃખનો કોઇ ભાવ ન પૂછે, મહાસંકટમાં પેઠા રે.
રંક થકી તે રાજા સુધી રાખે જેહની આશા રે;
હાલ સમયમાં એ જ ખેડુતને પોતાને પણ સાંસા રે.
ભોળપણામાં સર્વ ગુમાવ્યું, ઉદાર થઇ નિજ હાથે રે;
જાણ્યું નહિ કે નવલ વેપારી, રાજ્ય કરે છે માથે રે.
મીઠા મુખથી મહેસુલ માગે, મોજ પ્રમાણે માપે રે;
તોય બિચારા ખેડુ અભાગી, ઉદારતાથી આપે રે.
તન તોડીને ખેતી ખેડે, ધાન્ય ઘણું નિપજાવે રે;
બાઇડી છોકરાં સાથે રળે, પણ ખેતીમાં નહિ ફાવે રે.
ભૂખ, તાઢ ને તડકો વેઠે, ખેડુતોનાં છોરાં રે;
હાથમાં ઢોચકી, લાકડી લઇને ચારવા જાયે ઢોરાં રે.
શિયાળામાં શીત બહુ વેઠે, કાયા થરથર કંપે રે;
ગ્રીષ્મ કાળમાં લૂની જવાળા, તોય ખેડુત નહિ જંપે રે.
ધોધો વર્ષા શિર પર વરસે, શરદીથી નવ ત્રાસે રે;
તપસી જેવો સહન કરીને, કામ કરે હુલ્લાસે રે.
ગાજ, વીજ ને ઘોર કડાકા આકાશે બહુ થાયે રે;
એવે સમે પણ ખેતીકારો ખેતરમાં જ જણાયે રે.
એવી મહેનતનાં ય ફળ ના દીઠાં, કુદરતને શીદ કહીએ રે?
વફાદારીમાં જિંદગી ગાળી, કહો હવે કયાં જઇએ રે?
સૃષ્ટિનો જે તાત ગણાતો, તે જ હવે દુખિયારો રે;
દાતા હતો પણ દાતણ વેચી પેટ ભરવાનો વારો રે.
ખેડુ બિચારો આશનો ભરીઓ શ્રમ લઇ પકવે ખેતી રે;
ઉપર વાડેથી હકદાર આવ્યા, પ્રજા તો રહી ગઇ રોતી રે!
સહેલી તે બોરડી, સૌ કોઇ ઝૂડે, ખેડુત બિચારા ભોળા રે;
પોલું દેખીને પેઠા પરદેશી સૌ હુન્નરમાં પૂરા રે.
પરાપૂર્વથી ઉતરી આવે, જમીન તો ખેડુની રે;
તે હક કોઇથી કેમ છીનવાશે, મહેર હશે જો પ્રભુની રે?

પ્રભુકૃપાએ હવે વાયુ વાયો નિર્ભયતાનો સઘળે રે;
બારડોલીમાં યુદ્ધ મચ્યું છે, જયના નાદો ગગડે રે.
ભલા ખેડુતો આળસ છાંડો, મોહનિદ્રાથી જાગી રે;
'સત્યાગ્રહ'નો સ્વાદ જ ચાખી, થાઓ ખરા બડભાગી રે.
ધન્ય ધન્ય એ વીરભૂમિને, ધન્ય ધન્ય તવ સંતાનો રે;
ધન્ય ધન્ય વળી સત્યાગ્રહને, નિશ્ચે વિજય થવાનો રે.
સત્યતણો જય જરૂર થવાનો, જો દઢતાથી રહીશું રે;
વિજય વાવટો ફરફરશે ને છેવટ સુખિયા થઈશું રે.

( ૪૩ )

ઝીણી ઝીણી ચોખલિયાની ભાત, મારા વાલમા! એ ઢાળ )

બારડોલીના યુદ્ધમાં રે,
ખેડુત વેઠે કેવાં કેવાં દુઃખ, મારા બંધવા!
તાળાં વાસે ઘરબારને રે,
બૈરાં બચ્ચાં અંધારે પૂરાય, મારા બંધવા!
ઢોરપગે કીડા પડે રે,
ઉભા ઉભા અંધારે મુંઝાય, મારા બંધવા!
જપ્તીવાળા ઘરમાં ઘૂસે રે,
ડંડા મારી તોડે ઘરની વાડ, મારા બંધવા!
બંધ કરે બહેનો બારણાં રે,
ધક્કા મારે પઠાણો હેવાન, મારા બંધવા!
જપ્તીમાં પકડે ભેંસને રે,
મારી મારી થાણામાં લઈ જાય, મારા બંધવા!
કોક મરે થાણામહીં રે,
બીજીને કસાઈઓ મારી ખાય, મારા બંધવા!
ખોટા આરોપ ઉભા કરે રે,
ખેડુતોને જેલમાં લઈ જાય, મારા બંધવા!
બાવડે બાંધે દોરડાં રે,
કાંડે ઘાલે બેડીના શણગાર, મારા બંધવા!

---

---


આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે પ્રકાશકને માટે છાપ્યું. તા. ૯-૮-૨૮